વાત ઉપર નહિ નેહ, નંદે છ સઉની તે દેહ;એ વસ્ત તેને નવ ગમે,અલમસ્ત થઇ ને ઘરમાં રમે. તેને સઉ કહે મસ્તાન, રહે તંબોળીની દુકાન;સભા ભારી છે રાયજ તણિ, થઇ વાત ત્યાં પેલા તણી.એક મસ્તાન સરિખો હોય;કળી ન શકે તેને કોય, જાત ભાત જણાયજ નહી; જાયે માગે ના જાએ કહી; તેજ વાત થઇ અનુમાન, તે સાંભળ્યું રાજાએ કાન;એક સમે રાજા એકલો મસ્તાન બેઠો ત્યાં મહીપત આવ્યો. આશપાશ મળે નહી કોય, ચતુર રાયજી ચરચા જોય,દીઠો બત્રિશ લક્ષણો તેહ, નરપતને મન ઉપન્યો નેહ. તેજ પુજમાં કોટીક કામ, જાણે પ્રકટ્યો બીજો કામ, દીઠા બાહુ ચક્ષે લોળ; ઢળકે કંદરપવત કપોળ, સામુદ્રિકનું એધાન;રાજ ચીન્હ પુરણ પ્રમાણ; સજચેન સઘળાં સચજપણાં, પાંચ રાતાં પાંચ ઉન્નત ઘણાં, એ વાસી ચેન તે રાયેજ તણાં, ચેન બીજાં તે જોયા ઘણાં; રાજબીજ રહીયાળો રૂપ, ન હોય ઘેલો નર એ ભુપ. દોહરો–પાસે બેઠી પ્રીતશું, આપ્યા બીડાં પાન,ભેટ્યો તેને ભાવશું, મળીને દિધાં માન ઘેલાના નિરખ્યા ગુણ બહુ, ધારણ રાખી ધીર. લક્ષણ જોતાંમાં લહે, એતો વીક્રમવીર, ગુણેગુણ જેના મળે, તેને તેશું પ્રિત; બાકી જોગી વરતીઓ,ત્યાં શા રૂડી રીત. ચતુરને ચતુર મળે. મળી જાય ત્યાં મેળ;બાળ સંગાથે બાળ મળે,જેમ ભંગી ભેળાભેળ, ચોપાઇ–પુરણ હેતને પ્રિતે પેર,તેડી લાવ્યાપોતાને ઘેર; સંતોષ્યા સનમાનજ કરી, અધીક હેતથી આદર કરી. બેઠા બે જઇને એકાંત; ભુપને વળતી ભાગી ભ્રાંત ક્યાંથી આવ્યાને ક્યાં રહો, ઇશ્વર આણુથી સાચુ કહો, ઘેલુ કરી બેઠા કેમ રૂપ, છો તો કો નગરીના ભુપ;બ્રહ્મહત્યાદીક પાતીક તને, જો વિસ્તારિ નવ કહો મુને; કાંઇ ભ્રાંત રાખો જો આપ;મુજ સરખાં કોટી વધ પાપ, નીમે આ વાતમાં જો રાખો નુન્ય, તો પાંચ જન્મ હરખ્યાનુ પુન્ય; લેશ માત્ર ન ધરશો લાજ. આપણ વચ્ચે ઇશ્વર આજ, દોહરા–પુરણ પ્રતિજ્ઞા કરા ત્યારે બોલશો તેહ; વાત કહે શું નિપજે નૃપત સાંભળે નેહ. કો દુઃખભાગી નવ શકે,મટે નહી કો મરમ,કુળ પ્રગટ કરવું પડે ફોગટ ખોવો ભરમ, દુઃખના તો છે ડુંગરા,અરણુવ જેવા આજ, તેતો તમ આગળ કહે. એને ન કુળને લાજ,છપ્પો—લેશ નહી કુળ લાજ, ધન બાપનું ખુએ; નમે વેરીને પાય, કુળ આગળ દુઃખ રૂએ, કુળનું કહે કલંક;બોલા બાપીકા બોળે, દે સજ્જનને દુઃખ પછી પોતાનુ ખોલે. અધીન :થકી જે અન જમે, લાજ મરજાદા નવ રહે; કવી સામળ કહે સાચું કહુ, લાક કપુત તેને કહે.

ચોપાઇ–કપુત નામ ધરૂ જ્યાહરે,તમને સાચું કહુ ત્યાહરે;એમ અરથએકે નવ સરે,મહા સંકટ કોથી પરહરે.વાત થઇ રાખો એ રાય,તે તમ આગળ નહી કહેવાય,ફરીને વિકરમ બોલ્યો બોલ, દિધો સાત પરિયાનો કોલ,રાખ વિસ્વાસને વચન માહરૂં, સંકટ નિસ્ચૈ ભાગુ તાહરૂં;હોલ માત્ર તાહરૂં દુઃખ હરૂહું તો વાત વિચારી કરૂ;દુઃખીયો કહે સાંભળ પુરપતિ, હું કરમરેખાની રતી, રત્નવતી છેનગર

અનુપ, રત્નરાજ નગરીનો ભુપ બત્રિશ લક્ષણ પુરણ કામ નરપતમાં શિરોમણ નામ; પ્રજા પાળે રૂડિ રીત, પુન્ય ઉપર રાજાનિ પ્રિત, પરનારી જાણે પુત્રનિ, ચતુર શિરોમણ ચંતનિ; ધણિ રિદ્ધ ને વરસુત્ર નિધિ રાજ હું તેનો પુત્ર,લાકડવાયો એક જ એક, વપુએ સુંદર ઘણિ વિવેચ, માનનિ એક બીજી જે નાર, તેને પ્રિતે વિરહ અપાર; તે દેખી રીઝે રાજન,તેને તન મન જાણે ધન. દોહરા—એક સમે વઇહરભવ નો નરભસેન રાજન;તે આવ્યો આમ ગામમાં મરવા ઉપર મન. કોપે કટાક્ષ થઇ થકી કીધાં દેરા બહાર; રાજા ઘર કામે ગયો, ગામ રહી ઘરનાર. પુર સોંપ્યું પ્રધાનને,રણ ગયો સજન દીવસ ઘણા ત્યાંહ વહી ગયા; ઉપાય બન્યો બહુ અન્ય-

ચોપાઇ—વસંત રૂતુ તણી જે રીત,રમેછોકરા આણિ રિત,રૂપા દડો ગેડિ હાથમાં, રાજપુત્ર રમે સાથમાં. પડયો દડો ગેડિથી જેમ, ગયો મહેલ રાણિને હેમ. ભરજોબનમાં હુતી જેહ, દડો દેખીને પ્રગટયો નેહ. રાજપુત્ર લેવા ત્યાં ગયો, બાળ રાણિયે બોલજ કહયો; દીઠો કુંવર સુભગ સુજાણ,વાગ્યુ વનિતાને મોહ બાણ,નખ શીખ નિહાળ્યું તન, થયુ માનવાને મળવા મન; નિચ બુધ સહુ નારી તણિ, લાગી ખાંત તેને મન ઘણિ,હેતે ઝાલ્યો મારો હાથ,શામા બોલિ સુતને સાથ; કામ વાસના આવ્યું હેજ. નાંખ્યો બાથ ભરીને સેજ,મુજ સાથે તમો રંગે રમો,ભોજન મુજમાં બેશી જમો; તુ મારા હઇડાનો હાર,લાડ લડાવુ અપરમપાર. નિચ બોલ કહયા નારીએ,લાગી દેહને ઝાળ મહારિએ; એશું બોલી મારી માત, વિપરિત એ અણઘટતિ વાત; તું તો માહું તારો તન; એ વાતે મળે કેમ મન.એ વાતે તો કોપે ઇશ, ચડે કલંક આણિ શીશ; પ્રતક્ષ લાગે મોટું પાપ,દુભાવે પરમેશ્વર આપ;મુને તેં પેટ જણ્યો છે પુત્ર, સાચો અક્ષર એહે સુત્ર.

દોહરા—ત્યારે કોપી કામનિ,કહ્યું ન કરે જો આજ; દેવરાવું હું શુળીએ,તો લોપે મુજ લાજ, રામ હવાઇ રામ કહે, વચમાં રાખુ ઇશ, ના કહીને જો નિકળે. નથી છેદાવું શિશ. તારૂ ચાલે તે કરે, લે જો મારો પ્રાણ; અણઘટતુ કરૂં નહી,કુળને લાગે હાણ.

ચોપાઇ—કરી જોર તે તો નીસરયો; કટાર કેડેથી વિસરયો; બીક તજી આવ્યો બારણે, રમત રમવાને કારણે. ભોળવાઇ ગયો તે બાળ, કામનીને મન વાધ્યો કામ; લખ્યો કાગળ એક જતન, કરી બીડયો મહોર પોતાની ધરી. ઘરનું માણુસ ઘરની દાસ મોકલ્યાં છે રાજાનિ પાસ; મોકલ્યો કટાર નિશાની એક કહાવ્યાં વરૂવાંવચન વિવેક પોહોચ્યો પાંચ દીવસમાં સાથ,આપ્યો કાગળરાયને હાથ;વાંચ્યુ પત્ર ઉગતે દીશ, પગની જવાળા લાગી શીશ મુખ જીભ્યાએ કહ્યું દાશીએ,વણશાડ થયો ત્યારે વાશીએ, જુવતી સાથ જોરાવર જાર, ગયો કુંવર મુકીકટાર હવે કહો તે રાણી કરે,પેટ પાળી મારીને મરે,તારા પુત્રથી આવ્યાં વાજ,કેમ ખમાએ ભારેહાઝ.

દોહરા—મતી ઉપર ચાયેલખ્યો,સાંભળ શુભ પ્રધાન,વચનજ પાળો માહરૂં,તોતોત-મારૂ માન કડકા કરજે કુંવરના રતી રતી રાઇ ભાર;મારી સમ એ વાતમાં,અજર કરે આવાર. કદાચ ઉગારે કુંવરને, દુખ લાગે મુજ શીશ;રામ દુવાઇ માહરે,હાથે હણુ તુજ શીશ. પ્રધાને પત્રજ વાંચીયો,ન કહિ કોને વાત;વણુ સમજે હું કેમ કરૂ, રાજકુંવરની વાત, પેર પેર જોઉ પારખું, સાચ જુઠ જરૂર. આપ ઘેર એકાંતમાં. તે ડયો તેને હજુર ભામનીયે તે ભોળવ્યો, ચરીત્ર કરીને તેહ, કુડો રૂડો કેળવું, અકલ બહુથીએહ, માનદેઇને માળીએ,અધીપતીએ એકાંત,સુખ સજ્યા સુવાડવો,ભામવા મનની ભરાંત પુત્રી એક પ્રધાનની, કન્યા કોટી ધામ; ચડી માળીએ ચંતની,નેન-વંતી નિજ નામ, પડી તેહ પલંગપર;હાવભાવ હઠ હેત;ખાનપાડ મેવાત્રણા દસથી રિઝયો દેત. તેને દીઠો દાસીએ,કરશે કુડુ કામ,અધર્મ અમો ના આચરૂ;રાણી જાયો નામ, રામ દુવાઇ રામ તુને,સેજ અડાડે અંગ; કોટી ઉપાયે નહી કરૂ. કુંવરિતારો સંગ. કુવરિ કહે રાજા સુણો, અધિક તાહરિ આશ; નરપત નિરાશ રખે કરે,પ્રિતે આવી પાસ, સામા સતવાનાં કરે; ચતુર ન ચુકે આપ,તે પ્રધાન પ્રિછે ઘણું,છળ ન પાડે આ છાપ. પર અસ્ત્રિ જે પરહરે. તે જોરે કરે જાર;કપટ કરેછે કાર્મનિ,કુંવરમા રયા કાજ.ચોપાઇ—બીજે દીવસ થયો જ્યાહરે,પરણુવા પુત્રિ તાહરે,આપ ઘરમાં એકાંતે હોય. તેનો અન્ય ન જાણે કોય. વળતો બોલ્યો ત્યાં પ્રધાન, રાજપુત્રને દેઇ આન;માત્મા પીઓને ખુબી કરો,મંદીર બહાર.નહી નીસરો :કદાચીત જાશો અજા ણુ, તો તમારા જાશે પ્રાણ;કુંવર કહે એવું શા માટ.તે વાતના તમન ઉચાટ;પ્રધાને માંડી કહી પેર,તમો ગયારાણિને ઘેર;તેથી કામના પામી કરોધ,લખ્યો પત્ર રાજાને બોધ. રાજા બોલ્યો કેવો બાળ,મારજો કુવરને તતકાળ;મેં રાખ્યા તમને ઘરમાંહ, મારા લખી મોકલીઆ ત્યાંહ, મેહેલેથી ઉતરશો તમો,તો તો દુખ પામીશું અમો; પ્રધાનપણું અમારૂં જશે. હાણુ જીવને ધનનિ થશે;વાર કહી રહયો ઘરે તેહ.દાઝયો ઘણું પોતાની દેહ, છાનું રહેવું તસ્કર પેર, ભરવું પેટ સાસરીયા ઘેર, એથી તે ભલેરૂ મરત, એમ તેણુ વિચાર્યું તરત, એમ આપ વિચાર્યું મન. અડધી રાતે ઉઠયો; રાજન;ઘણો મુલી લીધો ઘોડલો.જોતાં ગંગાજળ જોડલો,બહચોકા પડે નહી હથિયાર; એકલો આપ થયો અસ્વાર; રાજ બીજ કોઇથી નવ ડરે,ખોડીવાન પંથે પરવરે,ખેડખેડ તો કરતો જાય,કોને ન ગણુ લેખામાંહ;વિસ દીવસની વાટે જાય,ત્યાં તો એક તમાસો થયે.

દોહરા—વેરાવળ ગામે ગયો, ઉતરયો વાડીમાંહ; અસ્વબાંધ્યો આસોપાલવ,ભોજન કીધું. ત્યાંહ, સુરસંગ રાજા સામલ છે,રાજ કરે તે ઠામ;ડાહી તેની દીકરી.પદુમસેન શુભ નામ,નિશાનબાજે ગડગડે, ઓછવ અદકો થાય;નગર ભોજન બહુ કરે, આનંદ અંગન માય. વેલચંદશા વાણિયો,રાજ સરીખી રીત,કુંવારી કન્યા રાયનિ

તે શું રાખે પ્રીત, વનીતાએ તેડયો વાણીયો,કરો કહ્યુ તે કાજ; આપણે જઇયે નીકળી, એકલડાં બે આજ, જાન પાછી વળી જશે.જખમારિને ઘેર; કન્યા વરશે તુજને, તુજને પરણ્યાની પેર, શેઠ કહે સુણ સુંદરી,એહ સરે નહી અરથ,તુજ માટે હું કેમ તુજુ,ઘરબારને ગરથ.નારી કહે આવે નહી તોતો લુટિ લેઉં;કુટુંબ નિકંદનસહુ કરૂં,તુને શુળીએ દેઉં,જાન્યો તેહ વણીક તો,જુગતે જોડયા હાથ;તમો કહો તે હું કરૂં, આવું તારી સાથ, શામા કહે સાબાશ તું,હું રત્ન અમુલખલેશ;વિદેશમાં આપણુ જશું, ત્યાં તો સુખે દેશ ઘડિયાં જોજન સાંઢણિ લાવો વાડિમાંહ;બોલ કોલ કીધા ઘણા, સહુ લાવું તુ કામ; એક પહોર બે જણાં, આવ્યાં તેણે ઠામ.સાંઢે બેઠી સુંદરિ; શેઠ બેઠા તો ધરણ, બળ કરિને વાણિયે, સાંઢે મુકયા ચરણ, સાંઢ હંકારિ સેજમાં, ઘણા હેતથી ઘેર, તે વેળા હેઠ પડયું ડાબા પગનું ઝેર.

ચોપઇ—અશ્વ બાંધ્યો આસો તમે, મહિપતતે સ્થાનક નવ મળે;મારગદ્રષ્ટે જોયો સાથ;આવ્યું ઝાંઝર રાયને હાથ, હિડું રત્ન અમુલખ જ્યાહરે.ધાયો પુઠ તેનિતાહરે, આરબ એહ પડિ જાય. સાંભળે તારે દુખિયા રાય, એમ કહિને ધાયો પુંઠ, રાખ્યું ઝાંઝર પોતાનિ મુઠ. દોહરા—ગયાં આંહરે બે જતાં, સહેજ ઉપર નેટ; જાણ્યું ઝાંઝર પગનું પડયું, પડયો ધ્રાશકો પેટ,કુવરી કહે છે શેઠ સુણ.આપ સાંઢણિ રાખ,લાવો ઝાંઝર પાછા વળો,એક ઘડીમાં દાબ,સાંઢ બેસારિ વાટમા,રહિ એકલી નાર, શાહ પુત્ર પાછો વળ્યો આવ્યો આસો છાંય, કુટુંબ કબિલો મુકિયો, પરદેશની શી પેર, નારિ સાથે નિસરયો. ગયો પેતાને ઘેર, એટલે ત્યાં રાજા ગયો, લેઇ જુવતીનું ઝેર, ભામની કહે ભલે આવીયા, આપો હમારૂં ઝેર; આપ્યું જુવતી હાથમાં,કામની નિસરિયુ કાજ.ચોપાઇ—ખડી સાંઢ હંકારી આથ. રાણી ચાલીરાજા સાથ.પ્રાતકાળ થયો જેટલે, રાણિયે રાય દિઠો તેટલે. તેને મનતો અચરત હોય. નહોય મિત્ર આ બીજો કોય; હવે શું ચ કરૂં કયાં જાઉં;કેમ એ આગળ કુડિ થાઉં, કોણ જાતનો કોણજ ગામ, વળી રાજનું છે નામ, મુજ સાથે કેમ આવવું પડયું, પગનુ ઝાંઝર કયાંથી જડયું, દોહરા—રાય કહે રામા સુણો, હું તો પંથી વેષ; વટે મારગુ વાટના, હું આવ્યો આ દેશ. તમો બે જાતાં હુતાં; તે મેં દીઠું દ્રષ્ટ; પડયું આભુષણ તાહર, તેથી પોચ્યો કષ્ટ. આવ્યો તુજને આપવા, હેતે આપ્યું હાથ; તમે કહયું જેશીઘ્ર થઇ; ચાલો મારી સાથ; હા કહે તો આવિએ હઇડે હોયે હેત નહિતર જાતું એકલી શણગાર સાંઢ સમેત.

ચોપાઇ—નેહ ભરયાં નારીને નેન,બત્રીસ લાક્ષણો દીઠો સેન; આપે પ્રોડે લિધા ગ્રંથ, ચાલ્યો કારિ ગુણવંત. ગયા વેગળા દેશે દુર ઉદેશ થયો ઉગમતે સુર. મેલિ સાંઢ સરોવર પાળ,બેશારી તે ઠામે બાળ,લીધો હેમ અણેરા ગર્થ,ગયો ગામમાં સોદા અરથ. પાન સુખડી વસ્ત્ર વિવીધ; વોરી મનને ગમતિ નિદ્ધ. બેઠો આપ એક

આવ્યું હાટ, ફકીર એક આવ્યો તે વાટ, તેણે સ્વાલ નાખ્યો તે ઠાર;આપ્યા રૂપીઆ એક હજાર; ભંડારો કરવો ચાહરે,કર ઉપકાર અહલ તાહરો. દોહરો—રાજા કહેરે સિદ્ધ સુણ.સારે તાહરો અરથ.વેચે મુજને ચોટે જઇ, લે જોઇએ તે અરથ, સોદાગર એક તે સમે. પરે દરીયે વહાણ;આપે હંકારે તે સમે, વેચ્યો ચતુરસુજાણ, વાટ થકી વહાણે ધડયો, અગાધ અરણુવ નીર, વાટ જોતી વનીતા રહી, તેહ તળાવે તીર. ચોપાઇ—સોદાગરનો ચાકર રહયો.વહાણવટી વિદેશે ગયો,ઠઠા ભખરપબર દેશ. પંથ વેગળો કરયો પ્રવેશ, ચાકર સોદાગરને ઘણા. તેમાં કાંઇ મળે નહિ મણા,તેમાં એક છે રજારામ તે સોદાગરનું કરે કામ. એક એક ચતુર સમજણા, વહાણવટી રાજાને ઘણા; ભક્તકો તેમાં શી મણાય; નવ માચું રહયા તે તીર. કહો સંભલ પમ્યા તે નીર, મણિપુરમાં છીપ્યાં વહાણ, સંભળાવ્યું તે રીજ સુજાણ; ભારે વહાણવટીની જોડ; વેચ્યો લીધો માલ કરોડ. જુનાં વેચ્યાં નવા ભરયાં; વહાણ ચાલવાં જારી કર યાં; મારી પાસે બે રતન. રાખ્યાં છે ને કરી જતન, તેની માલકિંમત કરનાર,નથી મળ્યો મુજને સંસાર; ભારે વેપારી છો તમો, તે માટે પુછુછું અમો, કીમત પારખુ હોયે આજ,તેહ મળે તો સારે કાજ,તુજ સરખા આવ્યા છે આંહ,બીજું પાન્ખુંમળશેક્યાંય.વહાણવટી કહે સાંભળ રાય,કરૂં પારખું વહાણમાંહ;કરી વાયદો આવ્યો શેઠ, છીપ્યાં વહાણ સમુદ્રબેટ, મોટા મોટા વાણોતર જેહ પેર પેર પુછેછે તેહ,કરવું રત્ન પરિક્ષા કાય; ચાલશો કુણ હામ.

દોહરા—વેચાથી લીધો વાટમાં. તેણે કરી સભાલ;રત્ન રાયનું પારખુ સોંપો મુજને કામ, વહાણવટી રહખ્યો ઘણું. ખાંતે કર્યો પ્રણામ, બીજે દીવસ તેડી ગયો, જ્યાંહાં રાયને ઠામ. રાજા પ્રત્યે શાહ કહે, રત્નજ લાવો આજ, ચાકર મારો ચેતરા એ શું મોટું કાજ,તેહ રતન તો દાખવ્યાં સોંપ્યાં શેવક હાથ; કરી કિંમત તે કલ્પના સરજ્યો રૂદીયા સાથ.

ચોપઇ—સાભળ રાજા ગુણ છે ઘણું, કહું મુલ રત્નજ તણું; એક છે નહિ તેની તો જોડ. એનુ મુલ ટકા દસ કરોડ. રાખે હાથમાં જળમાં જોય; કરોડ પ્રકારે ન બુડે કોય; રત્ન પ્રકારે તે ભેદે નિર,હારહયે માંહે છે હિર,બીજુ રત્ન ખોટું પડયું, કલંકતો આવિને અડયું;રત્ન જામયું તે એને કાલ, તેમાં આવ્યો છે એકવાળ. તેણે એ તો ખોટું થયું, પાણી લાખ પંદરનું ગયું; બાકી થાત તે અદકું મુલ, પંદર લાખનું રહ્યું છે મુલ.

દોહરા—અચર પામયો રાયને. આણ્યો થાણ તતકાળ ભાગ્યું રત્ન ત્યાં તે ઘડી નિકળ્યો માંહથી વાળ,અધિપતી હરખ્યો અતિ ઘણું,ન હોય ચાકરનું કામ ભાગ્યશાળી તું ભુપની. બત્રીસ લક્ષણો નામ. એ સજ નથી આ દેશમાં કંદરપ વત કોય; પુત્રી મારી પદમણી. એહ સમોવડ જોય. ચોપાઇ—રાખ્યો ઘરમાં હેતજ કરિ જોતાં

આંખ સઉકોની ઠરી; દેખાડયો કુંવરને રૂપ. ભામનીને મન ભાવ્યો ભુપ. લગન મહુરત લાખેણું લીધ, તિલક કુમ કુમ કેરૂં કીધ, રાજદ્વાર તણી જે રીત, પરણાવ્યાં આણી બહુ પ્રીત હેત પ્રિતને ઉલટ ભેર, જમાઇ કરી રાખ્યો ઘેર. વિધ વીધ પ્રકારે કરે વિવેક. વરસ થયું એમ કરતાં એક; વાહાણવટીએ પુરયા વહાણ, ત્યારે બોલ્યો ચતુર સુજાણ. સસરા સીખ અમને દીજીએ, કહો તો અમે વહાણે જઇએ; રાજા બોલ્યો હેતજ ધરિ, હાથી એક આપ્યો દસ્તુરી આપ્યાં વસ્ત્ર આપ્યા શણગાર, આપ્યો પેર મુકતાફળ હાર; નવું કરાવી આપ્યું વહાણ, ભરયો માલ શું કરૂ વખાણ, પુત્રી બાલાવિ પોતાતણી; સાસરવાશે સામગ્રી ઘણી; નગર વોળાવા સહુ, સાથ, શ્રીફળ ફોફળ લીધા હાથ. નરનારી બેઠા વહાણ ચઢી હાંકીયું વહાણ સમુદ્ર મધ્યે આવ્યા જ્યારે, વિઘ્ન એક થયું તાહરે.

દોહરા—સાદાગર તે સાગરે, કીધો મન વિચાર; એતો ચાકર માહરો, ધન પામ્યો બહુ સાર. પ્રેમદા પામી પદમની, અકલવંત બહુ આંક; કીડીને મુખ કોળું, એ વિધાતાનો વાંક. હાથી રાયજ ઘેર સહી, સોઇએ બાંધ્યા આજ; એને ઘેર એ નવ ઘટે, લોકોમાં મુજ લાજ, ચાકર માણસ ચતુર છે, જીત્યો હશે એ હોડ; સુજને તે મુરખ ખરો, એમાં મોટી ખોડ, આદર કરયો ઉપાયને. પ્રપંચ રચ્યુ બહુ પેર; ગરથ મન એ ગોરડી, સરવે આણુ ઘેર.

ચોપઇ—એડા જોડે ચાલે વહાણ, સોદાગરને રાય સુજાણ; નીકટ પાસે આવે જ્યાહરે, સોદાગર બોલ્યો તાહરે. શાબાશ જે તારી માતને, ધન ભાઇ તારી જાતને; શો અહંકાર એવો જે ખરો, પ્રથમ ચાકરતે માહરો. મારે માણસ ભુપજ થયો, દંડવત કરયામાંથી ગયો; એવા એત્રા બોલ્યો બોલ, તજી ખટાઇ કરો તોલ, રાય કહે સાંભળરે શેઠ, તારૂ અન્ન પડયું છે પેટ; અમો છું તમારે નામ, ફરમાવો તો કરીએ કામ, દોહરા—મેહેલ્યું પટંતર પાટીયું તે ઉપર થઇ આવ; વાતો કરવિ સુજની, પાન સોપારી લાવ. ઘડી એક ચાલે નહી, કર્યાં વીના કાંઈ વાત; આવો મહારા વહાણમાં રૂડી જાએ રાત. પગ પડયો જવ પાટીએ. આવો કરમ વિચાર; તાણી લીધું પાટીયુ, નાખ્યો જળ મોઝાર.

ચોપઇ—કોઇનો માર્યો કોઇ નવમરે, આયુષ છે તેતો કેમ ડરે; મોટા સમુદ્રમાં મહીપત મળે, મચ્છ તેહને તરતજ ગળે. ગયો મચ્છ તરીને નીર. આવ્યો વાઘ નદીને તીર; નાખી જાય મચ્છ કાઢીઓ. મુકી ફરશીને વાઢીયો. કાઢયો માનવ શાતા થઇ, ભરીયો આ વનરૂમાં જઇ; અનેક ઓસડાએ ભર્યો, ત્રણ માસ પછી તાજો કર્યો, માસ આઠ થયા જ્યારે, તેજ પુંજ થયો ત્યાહરે; પુછી હકીકત તેની પેર, ચોરી. મચ્છ આણ્યો છે ઘેર. તે વાયક સાંભળીયા કરણ, હાથે વીંટી અમુલખ તરણ. મે

તીરથને કારણે અયોધ્યા કેદાર,દેશજ નીહાળ્યા એમ ચાર,એ આવ્યો ઉજેણી નીર, નાહયો તે ક્ષીપ્રાને નિર; મહાકાળેશ્વરને નિરખિયા, હરસીધ પુજીને હરખિયાં; જોયું આપ અવંતી ગામ, ગદ્રપુરી આકારે નામ;દેશમાંરે નહિકો દુખી, સકળ લોક સંપતે સુખી; પવિત્રપુર હિંદુ તાહરૂં, મન રહેવાનું થયું મહારૂં. લોક સાથ મારે શું કાજ, એમ બોલ્યો તે પાતે રાજ. તે નહી મને કોઇનો તાપ. અલમસ્ત કરયો તે આપ, દુખ વીસ્તાર કરયો મેં મુખે, તમે રાજ કરોજી સુખે, દાણો પાણી રહીશ દેશ, પલક માહે પંથ પ્રવેશ.કહે રાય તું મારો પુત્ર; સોંપુ રાજવણું ઘરસુત્ર; ખાઓ પીઓને અલખત કરો, બધો દેશ મારો તાહરો, કહે દુખીઓ સાંભળ સાથ, સમજ્યો આપ પોતે તે વાત; ઇશ્વરે ઘણું આપ્યું હતું એક ઘડીમાં થયું અણછતુ-રાજસીદ્ધનિ નહી ભારે ભુખ, મન ભંડાર તણુ નહી ભુખ.ફરી નાર ન દીઠી દ્રષ્ટ, તેથી દીલ માને બુધ કષ્ટ. મુકી વાટમાં અધવજ કથી,હવે આશા તેની તો નથી,એમ કહી મુકયો નીશ્વાસ, અરે દઇવ નવ પોતી આશ, દોહરા—રાય રૂદેમાં કોપીઓ અકકું એ છે દુઃખ, અરે માતા હરસિદ્ધ તું, ભાગે એની ભુખ. મહિપત કહેરે મીત્ર સુણ રહો અહીંઆ ખટમાસ,કરોડ વસાએ પુરશે, ઇશવર તારી આશ. સંકટ ભાગુ સરવથા, મેળવું શામ સરવ,તું પામ્યો તો તેં થકી, ચોગણા આપુમરથ. જાણ કરયા વિણ જાણતુ , ઇશ્વરની તુજ આણ; સમજ દેઇને રાખિઓ વિકરમ બોલ્યો વાણ.

ચોપાઇ---નરપતીને મન ઉપન્યો નેહ,સંતોખીને રાખ્યો તેહ;કરી રહયો તે તેને ઠામ. રાય ધયા પોતાને કામ. દોહરા—આપી જેમણિ જેણિનાં, મલકાતી મુખ એક ઉતરી વિકરમ વાડીએ વારૂ તેથી વિવેક.અંગે આભુષણ શોભનુ સંગી સેહી હાથ. ભમવાં અંબર વેશ ધરયો, શોભા વણી ત સાથ. તજ પુત્ર ત્રિલોક માન, જોબન રૂપની વાત; રૂપે રૂડી રતી થકી, મહા મનોહર ગાત્ર, માનની પણ જાતે મુની, મુખ ન બોલે વાચ, વજર કઠોરો વશ શુભ. સીદ્ધ મારૂતકો સાચ, નેત્ર કમળ સરિખડા પોયણ સરખા પાન;ગજ ગામનીકટિ કેશરી,મુખ તંબોળજ વાન, જાણે અંતરીક્ષથી ઉતરી ઇંદ્રાસન એંધાન;ઉરવશી કે અપશરા,સરવે રૂપ સમાન.કોઇ કહે એ ઇશ્વરી કહે ઉમયા હશે; કો કહે એના ગંધની કોઇ કહે વડ વૃક્ષ.નક્ષત્રતટ નીલાવટી, કદ્રપ વત કપોળ, ધરવત મુસ્તક મણી અધરમ બોલે બોલ. બોલાવી બોલે નહી,ઓર ન કોઇથી હાથ; આશ આશક આશા નહી, નહી સંગ કો સાથ, કરોડ ઉપાય સહુ કરે નહી માન ગુમાન કોઇ કળી શકે નહી, વિપરીત દીસે વાણ. ફરે બધા નગર મહી વાત ઘેર ઘેર થાય; નાનાં મોટાં સઉ મળી,દરશન કરવા જાય; જેવા સરખી જાતરા મોટમ મોઘે મુલ; બહુ સુખી બોલે સઉ, સ્તુત નીધ રામતુલ્ય, દિવસ સાત થયા જયાહરે ચાલીવાત વિવેક; એટલે બીજી જેગણી આવી નગરમાં એક. ચતુરા રૂપ છે ચોગણુ, ભાગ્ય તણો ભંડાર. પદમણીથી પંદરઘણુ,અદભુત રૂપ અપાર,નખશી-

એ તે નીરખતાં ક્ષણુ ન તેમાં ખોડ; વનિતા ઉતરી વાડીએ એકજ બીજી જોડ કઉતક દીઠુ ઠારમુ નરનારીને નેહ એક એકથી આગળી, વાડીમાં જાય તેહ, ઉજવળ અરમ અંગ ધરી, અક્ષ ન કોની આશ; એક હતી તે બે થઇ, પ્રીતે બેઠી પાસ. મુનિ જનનો મહીમા ઘણો વારૂ મોટું વ્રત; આશનાવાળી રીઢી રહી,તપ કરવાને તરત; દીવસ વીસજ વહી ગયા, કરમ વાત છે કરણ.ઝાઝુ ભુવન તે એગણી, વેવેળા થઇ તરણ બમણુરૂપ છે બેથકી અંક્ષવતી અવતાર,બે બેઠીતી બાળકા, ત્રીજી ગઇ તેહાર. એક કઉતક અવનવું, દેખે બધું ગામ- મુનીવ્રત ગ્રણ માનની, ઠરી રહી ને ઠામ.

ચોપાઇ—જે નીરખે તે સુખીયા થાય, સભા મધે સહુ વાતો થાય; લોકે વાત તો પેરે કહી,વીકરમ આગળ જઇને કહી દરશન સારૂ આપ પરવરો, સફળ જન્મારોરાજા કરો; દરશન કરો તમ હાથે અરવ, કરિ દરશન મુકો મન ગરવ.ઘણું રૂપ જોડીયો પાસ; આપણા સરખી રાખે દાસ; વિકરમસેન ત્યાં આવ્યો આપ, કુડ કપટ તજીને આપ.દીઠુ દેવિનું દરશન, હરખ્યું એ મહીપતીનું મન; નારી ચરચા ઘણા દીન જોઇ. મનશા સીદ્ધ રહે મન મોહિ. તેને મન રાય તેરાં, કસઉને સરખું આંક આંક; અદ્રષ્ટ વિધારાજા જોય, તેનો પાર ન પામે કોય- રાત દીવસને સાંજસવાર, જોયા પારખા અપર પાર;આકુળ વ્યાકુળ સરવ થાય, બોલે નહી તે શું કહેવાય.

દોહરા—રાયે પૌરૈ વજડાવીયો, અધિક ફેરવી આણ, ડાહયો એવો ચતુર નર,કરે અમારૂ કામ. હલવા પડી સહુ થકી બોલાવું બધું ગામ; તોએ સરે નહી કામજો હુંશથી બોલવા જોઉં વણુ મોતે મરવું પડે, ખાંતે વિખ કેમ ખાઉં; હરખે હોડજ ખાડીય, વીક્રમ શું વિવાદ, જુઠા પડીયે મલકમાં, રાય ઉતારે નાદ.

ચોપાઇ—કોઇ નવ ધાલી ત્યાં હામ,રહયું સાંભળી આખું ગામ; સભા ભરી બેઠા જ્યાહરે,પ્રથમ પંડીત બોલ્યા તાહરે.મહારાજ અરજ સુણો માહરી, નિર્મળ બુદ્ધ થાશે તાહરી; તારી પ્રાક્રમ એવી હોય, મુણુ વીયુ બોલાવે નહી કોય, કરજોડીને બોલ્યો પ્રધાન, મહિપતને દેઇ બહુ માન- કોડવશ કહીએ શું કથી બોલાવનાર બીજોકો નથી. નગરશેઠ તે આવ્યા પાસ, અધિક રાયને દીધી આશ, કરજોડીને માગું અમો, ઘરમાં રાણીયો, નીત્યે રમો, મહિપતજો તમને મનગમે, તેનો ઉચાટ અમને સમે; બોલાવે બોલજ આ ઠામ. વડો વિર દુખભંજન નામ, ઠામ ઠામથી સઉકો કહે, કરજોડીને ઉભા રહે; અધીપતીને અચરત અડયું, બીજું કષ્ટ આવિને પડયું; શા પ્રમરે કરશું સ્નેહી તોએ તરૂણિ બોલે નહી.અહકુ જોર કરશું છે આપ,શકતી રૂપજ દેએ આપ.હશે મને ઉજેણી ગામ, પણ ન બતાવે એ ઠામ; કયાં જઇને કો આગળ કહું, બોલાવ્યા વિના નહી રહું. રત્ન અમુલખ લાખ કરોડ, મેહ્યું તે જુવતીની ખોડ; તે ઉપર કરે નવ દ્રષ્ટ,જેવી પથ્થર ઉપર પ્રષ્ટ. માટીના ઢગલા છે જેમ, રત્ન રહયાં છે તેમને તેમ, બીજે દીવસ ઉજેણી ઘણી અસ્તુતી કીધી તે તણી નીમેશ માત્ર સા

સું નવ જોય, પણ પોતાનું તે નવ ખોય; તેમાં નવીમાં મોટો મરમ;નીરાકારે સાકારે ભરમ. ભરમવત ભાસે ભામની. કરી ઉપાય બોલી કામની, આ દસમ અજવાળી તણી, જરી પુજા સામગ્રીઘણી. અતર ચેહેક કસ્તુરિ કરોડ, બરાસ વીધ આગળ અરોડ; કુમકુમ કેશરને અરગજા, માલતી માયા મધની ધ્વજા. ભરી ચાલીઓ છાબ વીવીધ જ્યાં સાચા શકિત હરસીધ; દીપક જોતછે ઝાકઝમાળ, પંચામ્રને કરી પખાળ શાસ્રવત પુજા પુરી કરી, તવતરઠયા ત્રિપુરાસુંદર; માગ મારજે રૂડા રાજ,જેહ મનમાં હોએ કાજ.

દોહરો–અધિપત કહે સુણ અંબિકા, મનવાંછિત દાતાર, મારે તારો આશરો, નોધારાના આધાર. હુ તો આહરી અન્નનો અકવ ઓછી એ આપ; મહી મંડલ મ-હીમા વધ્યો, એ તારા પ્રતાપ. સંકટ જે તે શેહેજનું છે તું જાણે માત, દેવિ આવી દેશમાં વિપરીત મોટી વાત; કોઇ કળી શકે નહી, એ નવ બાલે સુખ વાત તો મુજ આગળ કરે તે તો થાયે સુખ નગર બધુ સુજને કહે,જાઓ બોલાઓ રાય,માટે બોલે માનની, તો મારે મહીમાય. બીજો દુખી બાપડો બેસારયા છે બહાર તે નર સુખ કેમ પામશે; કેમ દખે એ નાર, એ બે સંકટ સામટા આવી અડીયાં આજ, તે ઉપાય મુ-જને કહો; રહે આપણી લાજ.

ચોપાઇ–કહે અંબીકા સાંભળી ભુપ, રાજ રીઢરાજા ગુણરૂપ; એ વાતો સઘળી છે શેહેલ, કહુ ઉત્પત પરમારથ પેર, જે દુઃખી તે રાખ્યો ઘેર પ્રથમ કહું તે એની પેર, પ્રથમ પ્રધાન હતો જ્યારે, માનની રહી મંદીર ત્યાહરે, મન વિચાર કરયો તે નાર, કાજે ભગ ભુપત ભરથાર; સસરાનું સુખ મારે કશું એવું માનનીને મન વસ્યું તજી ભોગ ભાવે ભોગણી; ચોળી રાખ થઇ જોગણી; મુનીવ્રત કરીને રાય, નીકળી અડસટ તીરથ જાય; ફરતી ફરતી દેશ વિદેશ; કર્યો ઉજેણીમાં પ્રવેશ; સાંભળ રાજા કહું તે કારણ, પેલી એક પછે થઇ તરણ પવીત્ર તારૂં જાણ્યું ગામ, ઠરી રહી એ તેણે ઠામ; કોઇ કોઇને ઓળખતું નથી,એવી કરમનિ કથા કથી. એ ઉપરમુજ, હું કહું તે કરજો સુજ. પ્રકાશ વાત કરશો જ્યાહારે, હુ કારો દેશી ત્યાહરે, દોહરા–કહું અમ કરૂણા નીધિ, મહીપતે દીધા માન; પ્રથમ કહયુ પરમેશ્વરી, થયાંજ અંતરધ્યાન. પુરમાં આવ્યોપુરપતી હરખ્યોછે મન માંય;જેને માથે અંબિકા તે કેમ ગાજ્યો જાય.

ચોપાઇ–વચન કારમું જે કહયું, મહીપને તે મનમાં લહયું. સભા ભરી બેઠો જ્યાહરે, વળી લોક બોલ્યા તાહરે, એ દેવી નવ બોલે વેદ;ભુપત તમથી ભાગે ભેદ; વાત સુણીને રાયજ હસ્યો, બોલ લોકનો મન વસ્યો, છઠી અસ્વારી આપે ચડયો, એક મહુરતમાં આવી અડયો. પાછળતો રપયત તરૈવરી, પ્રજા સહુ જોવા પરવરી દૂત વનીતાને બોલાવશે, રાજા એને બોલાવશે; જોઇએ કેવો જે રાય, બોલાવે છે કોણ ઉપાય પ્રીતથી કીધો પ્રમાણ, તુજ આગળ બહુ નામ; બોલાવી બોલે નવ

કોક, સ્વપ્નામાં સામું નવ જોય.

છપ્પો–રતનવંતિનો રાજ, લાજ જુગમાં છે જેનિ; અતીમાનીતી નાર; શોક્યની સપુત તેની અમરૂત પેરે સાર, જેહાર મન લાગ્યોમીઠો કામની કપટેકુંવર તેડયોઆ જે સઉ હીડે અધીપતીને એકટો નીંધા કરી નારા તણી; નીધી રાજ તવ નીકરયો, કામની કોપી છે ઘણી; પત્ર લખ્યો પતીને પછી. જોરાવશીએ જાર; ભાર ખોયાજ તિને મેલ્યો કરમ કટાર, સાર નીશાની શોધી બધી, બહુ વીષ શીખ દીધી લાગી જ્વાળાશીશ, રિશ બહુ રાયે કીધી; પત્ર લખ્યો પ્રધાન જોઇને જોઇ પેરપેર તે કામ જ કોટી વરાં કરો; વાંચી જોતાં વેર તે પ્રધાન જોઇ તે નેટ, પેર તે તનને તેડયો; પુત્રી પોતાની પેટ, કેઠ જવા મન ખેડો; પલક કરી નહી પ્રીત કામની રીતજ રાખીપુરણ થઇ પરતીત, ચીત શોધુમત સાખી; તતક્ષણ તેને કાળ,બાળ પરણાવી તેને; રાખ્યો; મહીપત મેહેલ, દમતાતા જેને. અશ્વ તજીને એકલો અરધી રાત અધીપત ગયો; વિક્રમ કહે વનિતા સુણો. પછી ઉપાય તે શો થયો.

દોહરો–કરલે સાંભળી કામની, જુગતે જોડયા હાથ; ઉભી થઇ આદર કરી, બોલી રાજા સાથ, કહો તે નર કયારે મળ્યો; સાચુ બોલો રાય; પ્રણામ કરીને પ્રીતશું, નારી લાગી પાય. કરાર કરોરે કામની, સઘળી વાત છે શેહેલ; જા મંદીર તું આહરે, ઉતરો જઇને મેહેલ. મેહેલ ઉતારિ માનનિ, નવુમાંથી એક; બે આગળ બીજી વરાં, કહિ વાત વિવેક, ચોપાઇ–વિક્રમ કહે સાંભળરે બએ, હુંકારો દેજોતમ મુખે, ગરજ પડે તો કાને ધરો, નહિતર નિંદ્રા સુખે કરો; વાત આરથહોયે જો આજ જો બોલો તો સરશે કાજ; એમ કહિને બોલ્યો બોલ ઉતાર વાત રૂણિને તોલ.

છપ્પો–વેરાવલ ગામનું નુર, સુરસંગ રાજાતેતો અકલવંત અતી આપ પ્રતાપ યશ મહિમા એતો કન્યારૂપ અનુપ, નમ શુભ રૂપા નામે; માંડયો વિવાહ અંગ, કન્યાને કામે, દેવિસેનનો દીકરો, પદમસેનશુભ નામ; પરણવાને પ્રીતે નકી, જાન આવી શુભ ગામમાં. વણિક વેલચંદ સાથ, પ્રીત કન્યાને ઝાઝી, નીત્ય મળેએકાંત ભરાંત નહી દિલથી રિઝી, પ્રીતે પાસ તેડી કહ્યું,વદેશે તેડી જા સુને. મને તુજસાથે મગ્ન છે, લગન લાગી મુજ તુજને, નરે જવા ના કહિ, માનની આવી માળીએ. કામની કહે કોપુ અમો દેવરાવું હું સુળીએ, થરથર ધ્રુજે તેહ. નેહ યારીશું જોડે, સાંઢીયો એક સુજાણ ખુંટ ખીલથી છોડે, માળીયા પોતે ચંત મંથ પળીયા તે જ્યારે; ચરણથી ઝાઝર એક, પડયું નારીનું તારે, જાણુ થયુંએ જુવતિને. રાખી સાંઢ મારગ મળ્યો વેલચંદ તો વાટથી, ઝાંઝર લેવાને વળ્યો. અતી થાય ઉચાટ, વાટ તે વળિસા ઘરના, જાવું દેશ વીદેશ, લાગી માયા ઝાંઝરની, વટેમારગુ ઘેર, ઝાંઝર ઝડયું તે વાટે, તે મોટા મહિપાળ, ગયો દેવાને માટે, શામા હાથે શોંપીયું બાળા કહે બેસો સુખે; બેડી સાંઢ સુખે કરી, માંડી વાત મહીપત મુખે. પ્રીતે થયા

પ્રભાત, જાત દીઠી સજ્જનની, પછી અરજ એકાંત, ભરાંત તે ભાગી મનની, રામા દીઠી રૂપ; ભુપ તે દીઠો ભારી, ક્ષણુ ન લાગી વાર;રીઝી ઘણું દિન નારી,ગુણસાગર ગુણનીધ, મુળ કારજ સમાનાં સરયાં, ગાંધર્વ વીવાહ વાટે કર્યો, તેથી પંથે પરવર્યો, અરધી રાત અઘોર; ચોર નવ મારે જોતે, વનમાં માર્યો વાઘ; પરાક્રમ કીધું પોતે, આગળ ઊપકુ ગ્રામ. ધામ સુંદર ત્યાં દીઠા, નીરમળ તેનાં નીર; તીર શુભસાગર મીઠાં,પદમણી પાર ઉતારીયાં, રાજા રીઢ્ઢ લેવા ગયો, વિક્રમ કહે વનીતા સુણો, તેનો ઉપાય તે શો થયો.

દોહરા–સુંદરીએ તે સાંભળ્યું, આલાપ તવ; ઉઠીને આદર કયો, પ્રીતે લાગી પાગ. સઉએ મન સાંભળે, તેમ તે બોલી નાર; એમ એ નર કયાં મળ્યો, પુછે વારંવાર. તન મન ધન સોંપુ તુને, જે કારણુ આંઇ ચોગ, અગર ગમે નહીં કોઇશું કામનીને મન ભોગ વીક્રમ કહે વનીતા સુણો, પરણો પ્રીતે તે પેર; ઉતારો મારા મહેલમાં ઘણા હેતથી ઘેર. મહીપત મળશે માનની દીલ સાચાથી દાઝ, જા મોહોલે મુજ મંદીરે જરૂર દેવા સાથ, નારિ ગઇ ન ચીંતશું, વિનય કરી વિવેક; વાડીમાં વનીતા રહી, ત્રણેમાંથી એક.કહે રાય સુણ કામની, કહું તે સાંભળ વાત, હિયો ન દેશ હું કારડે જાણું મનમાં જાત કથા હોયે તુજ કામની; તો જોડે તું વાત, નહીતર બેઠી સાંભળે, વદત કહ્યું જે વેણ, કવાત ભણે કાડે કરી, ઘણું વિચારી અરથ, મન જો માને માનુની, આપ બિચારે અરથ,

છપ્પો–મણીપુર નગર નીધાન, માનસંગ રાજા મોટો; મોટા સાગરની તીરતો, વહાણવટી વેગે પોતો, રાયશુ કીધી પ્રીત, સમીપે ગયો તે જ્યારે, રત્ન પરીક્ષક કોઇ, નથી કોઇ તુલે તારે; કહે સુણ તેનો માલ. માલ શો ગુણ તેમાં, અંધારે ઊજેસ વેશ પ્રગટ છે જેમાં, કરિ વહાણવટ, આપ ડેરે આવ્યો સુખે, કહો રત્નનું પારખું, રાજવી મહીપત તેડે મુખે ઉઠી વાણોતર એક, ગયો અધીપત પાસે; સઘળ કળા સુજાણ. નવ મહીપત સાથે એક, હામદશ કરોડનું; જળમાં પેસો જ્યાહરે; નક્ષત્ર ભદ્દ નીરમળ નહી, જળ તો ભેદ તાહરે, બીજું થયું બળહીણુ કરીજ પરીપા પોતે ભાગ્યુ છે જે દીન; ત્યાં વાળ એકજ વળગ્યો કરે કોટી ઉપાય, થાય નહી તેતો અળગો, ભરાંતેથી તે ભાગ્યું, નીકળી વાળ બાખું પડયું, બહુ બુધસાગર નરખીયેહ, અચરત તો આવિ અડયું, પદમડળા પરનેહ. દેહ દેવાંશી જેવું. જેવો રાય અનુપ, રૂપ રંભા છે તેવિ, પરણિ રૂડી પેર ઘેર પોતાને રાખ્યો માલ, તો અપરંપાર, હાર દુખભોજન દાખો, હાથી ઘોડા ગરથ;ઘણા રીદ્ધ લાખેણી લાણમાં; વરસ કેડે વનિતા બોલાવી છે વહાણામાં, નવું કરી આપ્યું વહાણ જાણ પુરૂપ છે જો, વહાણવટીની સાથમાં, કામ કરે તે ખોટ દીઠી રત્નવંત નાર; લેખેબહુ લાહો લાવ્યે; એહ હમારો ગુલામ, થયો અમથી બહુ આયો; વિચારયું વહાણવટીએ, કપટ આપણે તો કીજે;

નરનાખું જલ માંહ નારી આપણુ તો લીજે, કપટની કીધી રીત; પ્રીતી બહુ નરની આવ્યાં હમારાં વહાણ જાય જાતોકરે ઘરની, પાડયું પહોળુ પાટ. વાત કરી જાવાની પુરૂષ પરઠયા પામ લાગ જોઇ હાવાની; તાણ્યું ચાટીયું તે ઘડી. પુરૂષ તે પાણીમા પડયો વિકરમ કહે વનીતા સુણો, જુવતીને નર કર અડયો

દોહરા—કર જોડયા તે કામની, કરોક દંડવત કીધ; પાંચ પ્રદક્ષણા પ્રીતથી, કુંશ ધરીને દીધ. નરનારીને કાંજડે, કહો શીગ્ર એ વાત; એક મહુરત ઉભી રહી, જાવે સઉ માનવ જાત. મહીપત કહેરે માનની, મોહોલ અમારે રાય; જો અમે ઓર્ચીહને, તોતો મેળવું રાય. પ્રણામ કરી નારી નમી, પુરણ પ્રીતે ઘેર; વની તો વાડાં તજી, ગઇ રાયને ચેર. અચરત થયુ સઉ લોકને શું બોલ્યા એ રાય, માન મુકીને માનની, જુવતી મહેલે જાય. વાત વનીતાં મન તણી, તે નવ જાણે અન્ય; મામા સામી સમજીયા, માનની પોત મન.

ચોપઈ—નીર્દોષ નીશા તે વહાણે નાહ, અધિપતિ મન પામ્યો હુલાહ;જીતી જેઅણી લોકો કહે,ધીર વીર મનમાં લહે.આવી બેઠા મંદિર માંહ,એટલે નર આવ્યો ત્યાંહ; મને વદાય રાજા કીજીએ, હુકમ જાવાનો દીજીએ. તમે કહ્યું જે ભાગુ ભુખ, શહસ્ર કરાં થયું છે સુખ; વહોહ થયો જુવતીનો ઘણો, કેમ મેળો થાયે તે તણો.તમો તે તેમાં શુ કરો,માનવનો તે શો આશરો; જે વસ્તુ આરગમાં પડે,તે બારે વરસે કેમ જડે,બોલે હેતે એકેકુ નામ,તેનું ઘેલો જાણવું નામ, હવે નહી રહું અદઘડી જુગત જાત રોહેડે ચડી. ત્યાં જેમણ બેઠી ત્રણ, નરને નરપત લાગ્યો ચારણ દીઠો આપ અધીપત ઓટ, ઉઠી કામની વળગી કોટ. તું મારો પરણ્યો ભરથાર, હુંશી સુરૂપ હઇડાનો હાર; જેમણ વેશ તજ્યો અનુપ, થઇ રામા તે આપ સ્વરૂપ. સહુ કોઇનું વીગત કહયું લક્ષણ જોતાં સાચુ લહ્યું, રાજા આપ રાણીયો તણા, શુભ શણગાર અમુલખ ઘણા. સત્યવાદી દીઠો રાજન,માન્યુ તે વિકરમનું મન; દાનત સાબુત હોય નરનામ જેને દીલ વસે તે રામ. પુત્રી પોતાના પેટજ તણી, રૂપવંત રૂડી છે ઘણી; મહિપતીને પરણાવી માન,દીધાં કનક તણાં બહુ દાન, પોતની પુત્રી છે એક તેવાં બીજી ગણુ વિવેક; સાત આપી છે સાહેલડી,રમત કારણ બાહેલ,સુખપાલમાં સોહામણુ સરવ, ભરયા માલ.ખજાના દ્રવ્ય; અમે તો રહો આ પાસ, નીકર પધારો તામપુર વાસ. કહે જમાત્ર અધીપતી આપ, જેમ જીવતાં તે માબાપ; એટલી હુંશ હઇડામાં હોય,મારૂં રાજ કરે નહી કોય. દોહરા—ત્યારે તઇયારી કરી. મહીપત હિંમાં શાન;મન ઘણેરો મોકલ્યો,જાવો વળાવો સાથ. પટાભીષેક કરી, રાજ બેસારો મીતઆજ્ઞા લેઇ એહની,પોતે પધાર્યા પ્રિત.ચાર કન્યા ન ચતુર નર, ચાલ્યા;સઉકોગામ, ઘણાં નિશાનો ગડગડયાં. વળતાં આવ્યા તે ઠામ, વિતી નગરી વેગે કરિ. આકુળ વ્યાકુળ થાય; પાછે પગરે પુરપતી આપે મળવા જાય. વિકરમ રાજા દુખ હરણ,

કહે સઉ વાટ વાહે, આમ મસીબ ઉપર થડે, વાંક શા માટે. નિત્ય સલામી આપીએ,રહીએ નિત્ય કરજોડ,શા માટે આમ શું વદે,મનમાં આણે કોડ. અમે આરો શોચ નહી,સુખ સઘળું છે તાજ; અમો તો સઉ કાસીએ. હવો તમારૂં રાજ. સતવાદી સુત મારીઓ, મોટાં બેઠાં પાપ; નિર્દોષીમાં તન તજ્યું. વેદ પુરાણે છાપ. પ્રધાન કહે સુણો, પુરપતિ,મનાવિયુ તુજ મન; પ્રધાન દુખભંજન તણો. આપ્યો તુજને તન તરયા પ્રધાન પ્રતાપથી, ઉગર્યાઆપે કોય;અત્યુપરમ અદકેરડુ, આજે નહિ તે હોય. પુત્ર આવ્યો પીતા કને; દીઠો જ્યારે દ્રષ્ટ; સકળ દેહ શીતળ થયું, થઇ અગ્રતનિ ગ્રહ અંગે અંગ ભેગા મળ્યાં પુરણ કરિ મન પેર;દુંદુભી વાજે દેશમાં, ગયો પોતાને ઘેર.મળ્યો જઇ માબાપને,ત્યાંથી તેતો આપ;વળ્યો ઘેર વિક્રરમતણે, તે તારો પ્રતાપ. અલબત અમોને અતી ઘણિ, તેહ તમારૂ નામ;વિકરમ પુત્રિ પાયે નમી, પછે રહી શી નુન્ય. પાટે બેસાડયો પાટવિ, વનિતા ઉતરિ વાસ; સુખ સાગર માંહે પડયો,લીલા લેહેર વિલાસ; પ્રધાન તે પાછો વળ્યો, ગયો અહંતી દેશ; હજુર ને હકિકત કહી,હરખ્યો બાપ નરેશ. પીતા પુત્ર એકઠા થયા,કરે ગુંજએકાંત;વિતા વરસ પદર તણિ, ભાગુ મનની ભરાંત કેમ ઉગર્યા તે કયાં રહયા, પરણ્યા કન્યા ચાર,દુઃખભંજનની દીકરિ. કેમ થઇ ઘરવાર. મારા સમ ખાઇ કહો, કઉતક મોટુ મુજ;કેમ અહીંયાંથી ઉગર્યો તે હું પુછુ તુજ.

ચોપાઇ—સાંભળરે સત્યવાદિ તાત, કહું કરમ કથાનિ વાત; તમો સંકટ દહિએ ગયા,રાજદ્વારે તમો રહ્યા. રમતાં દડો દોડાવ્યો આંય, પોચ્યો અપરમાતનો મેહેલમાંય;લેવા મહેલની માંહે ગયો, વરેહ વનિતા દેહે થયો. વિરહિ કહેવા માંડી વાત, મેં મુખથિ તેને કહી માત, નિકળ્યો છેતરિને તે ઠાર. કરમાંથી પડયો કટાર, માનની મનમા ઝાંખી થઇ,શામાશુદ્ધ શતરૂવત થઇ;તમને કાગળ લખત ખારવા, તમેલખ્યું મુજને મારવા. પ્રધાન પારખાં જોયાં ઘણું,સાચાં ચેન દીઠાં અમ તણાં;પુત્રિ પરણાવિ રાખી ઘેર, પછી મેં વિચારિયુ પેર. ભુંડુ સસરા ઘરનું ખાન. અહી રહયાથી છે અપમાન;નિકળ્યો અડવી લેઇ રાત,નાની નીરમળ જાણી વાત;મુનીવ્રત લઇજેગણ થઇ,અડસઠ તીરથ કામે ગઇ. હું ગયો વીદેશ ઘણે ઘાટમાં.,વનીતા તેહ મળી વાટમાં;સાઢબેસી સાથેજાય,પડયું ઝાંઝરપગનું મહાભાર.તેહપુરૂષ પાછોવળ્યો, માબાપ પોતાનાને મળયો;પડયું ઝાંઝર તેનું તે જડયું,ગયો આપવા અચરત અડયું. બેસાડયો સાંઢે નારી નેહ, ગયા વેગળા પંથે બેસ;શામા મુકી સરોવર પાળ, ગયો સોદો લેવા તે હાર. આવ્યો ફકીર કરવાને કામ, મુજ પાસે ત માગ્યા થામ; મેં કહ્યું જે વેચો મુને તો તો જરજ જડશે તુને. સોદાગરનો આવ્યો સાથ, દ્રવ્ય સન્યાસી હાથ; વાટ જોઇને વનીતા રાહે, મુનીવરત લઇ જેગણ થઇ. વહાણવટી સાથે ચાલીયો. ઘણો દેશ દ્રષ્ટ ભાળીયો; છીપ્યા વહાણો દેશે જઇ. ત્યાં હકીકત રૂડી થઇ,

રત્ન પારખ્યું માન્યુ મન, રીઝયો તે દેશનો રાજન; તેને મનોહર પ્રીધી ઘણી, પુત્રી પરણાવી પોતાતણી; હાથી ઘોડા દીધાં માન; પાછા ફરયા તેવા તે ગામ. વહાણુવટીની નજરજ ફરી, તેણે ધારયું ધન લેવું હરી. માલ ખજાનો લુટાવી લીધ. વિશા આપ એગણુનો કીધ, મારે મન્ છે મુજને ગળયો.ત્યારે કોકજ અહીયાંથી મળયો, નાખી જળને વિચ્યારયું પેટ. નર કાઢયો તેમાંથી નેટ. પેલ પાથરિ તાજો કરયો, અટમાસ તે ઠેકાણે ઠરયો; વીંટી હાથ અમુલખ હતી; તે રાખી હતી અણુછતી; અટ-અટ તીરથ કરતો કામ. અયો આપ ઉજેણી ગામ, ઘેલો થઇને ફરતોફરૂ. કઉતક નિત્યે નવા નવા કરૂ,કોઇ સંભવે આવી અડયો;દુખભંજનની દ્રષ્ટે પડયો.સમદેવરાવી લીધો પાર. રાય રાખ્યો રાજદરબાર. નરપત સાથે કીધો નેહ, તે જાણે પોતાની દેહ. રાયે વાત સુણી તે કરણ,આવી એમણી ઉજેણે ત્રણ. બધું ગામ તેને વશ થયુ, તે કારણ તેને નવ લહ્યું; પછી જોયા બહુ પ્રતાપ. ઊડયો અધીપતી આપો આપ. એક ચક્રવતે તાણિ આવ સાત્વિક રાજા છેજ સુજાણ; અપરંપાર મહીમા હરસીદ્ધ, વાસ વસે જેને ઘર નિદ્ધ, જીત્યો જેણે દ્રઢ મન ધરી, પ્રતન જેને આપે વીર, એક ચક્રવતે તાણી આવ,સાત્વીક રાજા છેજ સુજોગ પુરૂષ જોવાની જાત્રા.તે આગળત તરૂણી કોણ માત્ર; આપો આપ અંબાએ કહ્યું, ત્યારથી જ્ઞાન રાજાને થયું, વનીતા મનની કહી ત્યાં વરત, બોલાવી તરૂણિ તરત, તેડ લાવો પોતાને ઘેર, કરયો મેળાપ બહુ રૂડી પેર. દીઠી ઓળખી દીલથી તેહ. ઉપન્યો નરનારીને નેહ; પવિત્ર જાણિ મુજ ધણિ, પુત્રી પરણાવિ પોતા તણિ,સાસરવાસા સરખા સરવ,આપ્યો મુજને અનંગળ દ્રવ્ય, પ્રીતે કરીને રાખ્યો પાશ. મને કહયુ જે રહો અવાસ; અમો કહયું જે આપો આપ, મળુ જઇ મારા માબાપ. પ્રધાન પાછળ પહોંચાડીઓ; મહીપતે સુખ પમાડીઓ,આવિ વિધા તારે ચરણુ,કહી કથા તે વારે પુરષ અવર માત મારી ગુરૂ હોય;એને દુખ ન દેશો કોય, પામ્યો અલખ આપે ધણિ, પુર એ પ્રતાપજ તણી; કરોડ પસાય પ્રધાને કીધો, આજ પુત્રતેન ઉતમ પ્રાક્રમ વિક્રમ ચતુર સુજાણ, પ્રાક્રમે તમથી થાય, તો આશાન બેસો ભોજરાય ભામનીએ તે વચનજ ભાખ્ય; પુરણુ પંડીતે લક્ષણુ લખ્યાં. પરમારથ તો છે પુરાણુ. સમજે શાહ ચતુરસુજાણુ પ્રાક્રમ કથા કહી એ તણિ. શ્રીગોડબ્રાહ્મણુ સામળ કવિ, ગુજર દેશ પવીત્ર પાસ.ચારૂ વેગણુપુરમાં વાસ. દોહરા–કહે પુતળી ભોજ સુણ, એવો દુખભંજન રાય. એવા પ્રાક્રમ જો કરો; ધરો સીંહાસન પાય. એમ કહીને પુતળી, આપે ગઇ આકાશ. એહ કથા પુરણુ થઇ, કહે કવી સામળદાસ, બ્રાહ્મણુ ભાટ ચારણુ સહુ, સાંભળજો કરજોડ. સામળભટ કહે બોલજો; જે જે શ્રી રણુછોડ.

## વારતા ૨૬ મી માધવાનળની.

મધનાશના નામની છવિસમી પુતળી બોલે છે તે વારતા રાજા ભોજ સાંભળે છે.

દોહરો—શ્રી સમરૂ શુભ સારદા'અલખત તું આધાર; વેણા પુસ્તક ધારીણી, બુ-દ્ધ તણી દાતાર,સીતાપતી શ્રી રામજી. સકળ શુખ શુભ ધામ; જગતપાવન જુગ-દીશ તું રાવજી લોચન રામ,ભકતી દેયણ મહીમા ઘણો,કલંક નીવારણ કામ;રઘુ-કુળદીન્ય દીપાવીયું,રાજી લોચનરામ, જમદુત ડંડ દેખાણો; નરકાલક નીજ નામ. રાવણ રોળણ લંકપત. રાજીવ લોચન રામ, અધમ ઓધારણ અધીપતી, ધીશ અયોધા ગામ; વગર વોળાંમણ વાતનું,રાજીવ લોચન રામ.

છપ્પો—કોઇ કહે શ્રીરામ, કોઈ રામેશ્વર પુજે; કોશીવ શીવ કહે, સત્યજર ભવાની જુઝે. કોઇ કહે ગોવીંદ, કોઇ મોરલીધર માને; કોઇ ઉપવાન અન્યકો જુગજીવન જાણે, હાલેચાલે ઘણું, ત્યાર સુધી સરવ કામનું; અવસાન શમે સઉકો કહે, શામળ નામ શ્રીરામનું. ચોપાઈ—શ્રી ગણુપતને નામું નીશ, આરાધુ ઉમીયાપત ઇશ; શ્રી ધારાનગરનો ભુપ રાય ભોજ સગુણ સરૂપ. રાજ કરે તોમારજ તણું. શું વખાણ કરૂં હું વણું;વાસવસે અઢારે વરણ, શુભ રૂડા તેના આચરણ. ભાનુચંદ; શા વીવિધ વીવેક, નીરમળ નામે નારી એક; ભાનુચંદશા શુભ છે શેઠ, નથીપુત્ર કે પુત્રી પેટ,ભાનુચંદનો ભારજ ઘણો,વાણોતુર વહાણ વેપારી તણો; મહુરત વહાણ ચઢયાનું લીધ, કુમકુમ તીલક માનનીયે કીધ. સહુ સજ્જન વોળાવા સાથ. શ્રીફળ ફોફળ લીધાં હાથ;સજ્જન વળાવી પાછા વળ્યા. પોતે વહાણુવટાને મળ્યા. હાંકયાં વાહાણ અરણુવ તે ગયા,ભાનુંચંદશા કામે થયા,વ્રક્ષ આંબલીનું ગંભીર.રહો તો ખેચર તેને તીર, નારી વાળાવા ગઇતી નેટ,ઉભાં રહ્યાંતાં વ્રક્ષજ હેઠ;મારાશમ વહે-લા આવજો,કામકાજ રૂડાં કહાવજો;એમ કહ્યું નારે જેટલે,સાંભલ્યું તે પ્રીતે તેટલે; ભાનું દીઠું તું રૂપ, ભાળયું ભુતે ભારે ભુપ. પરઠયો તેણે મહા પ્રપંચ, સાંધ્યોતેણે તે વેળા સચ;તેનું રૂપ ખેલે લાવિયો પુંઠે પુંઠે મંદિર આવીયો. પાડોશી પ્રીતે ધાઇ મળયા વહાણ થકી કેમ પાછા વળયા, અરે નારી હું શું કહું તુને, પુરંગ્યો નહી મુશારો મુને; પરઠણ કદી તે ન બની પેર, આવ્યો તરતહું પાછો ઘેર,ભલે આવ્યા કરો ઘર કામ, રહો ઠરીરે આપણે ઠામ, નાત જાત કરે કુળ કરમ; મોહિલો કોઇ ન સમજે મરમ, રહયો ધરભ ધરણીને પેટ,મામત ખવરાવે દહાડી નેટ; વેચે માલ મન ગમતો સુદ.સુવાવડે ખવરાવી સવામણ સુંઠ, નારીને ઉપન્યો બહુ નેહ, વહાલો ગણી પોતાની દેહ;એકે વાતે નવ આવી આંચ,પ્રીતે બાળક પ્રગટયાં પાંચ,તન મન ધન તે જાણે બાપ, પટીનગર બધામાં છાપ;ઓળખે પુર કરો પ્રધાન, કરે સલામ કે દહાડી માન એમ કરતાં વિત્યા વરસજ બાર,વહાંણ મધેશો થયો વીચાર,ભાનુચંદ

જે વહાણે ગયો, સહુકો માંહે શિરોમણી થયો, પછી સહુમાં તેની શાખ. શેઠને દ્રવ્ય રળી આપયો લાખ. જીવ પ્રાણથી વહાલો તેહ, ભાનુ ઉપર સહુને નેહ;વશ વરતી રહ્યું છે સરવ,આપ કમાયો અહકો દ્રવ્ય રળી દ્રવ્ય,સહુ પાછા વળ્યા, દેશ પોતાને પંથે પળ્યા; જોજન એક રહ્યું જ્યાહરે, મંદીર વધામણી ગઇ ત્યાહરે,કાગળ લખી મોકલીઓ ઘેર, મુખ જુઆની પ્રિતે પેર. કાગળ વિપ્ર લઇ ઘેર ગયો, ભાનુચંદને પેરજ રહયો; બેઠો ભાનુ બીજે બારણું, પામ્યો અચરત અદકુ કારણે.

દોહરા—વિપ્ર કહે સુણ વાણીઆ, તેં મુજ આપ્યું પત્ર,મુજથી આગળ કેમઆવિયો; એ મોહું અચરત. માનુ કહે અલ્યા બ્રાહ્મણા,કોણ ભાનાની નાર;આત્રા જાતું અહીં થકી, નહીતો ખાઇશ માર, વિપ્ર વળ્યો વિસ્મે ઘણું, ગયો વહાણમાં વરત; વહાણમાં દીઠો વાણીઓ, જે ભાનુચંદ તરત.કહોભાઇ કાગળ આપીઓ; જોયુમુજ ઘરબાર, કુશળખેમ ઘરની કહો, શું કરે મુજ ઘરનાર; વીપ્ર કહેરે વાણીયા, તુજ મંદીર ઉત્પાત, ભાનુચંદ એક ત્યાં હતો; જોતા તારિ જાત. છત બે ચારેક છોકરાં, નીચી સરખી નાર; દાતણ કરતો દીઠો અમે, બેઠો તો જાતે બહાર, નામ લીધું મેં તાહરૂ, મારવા માંડયો મુજ;વેગે આવ્યો વહાણમાં તરત મળયોહું તુજ.ચોપાઇ—કહે ભાનુ બ્રાહ્મણને તું.પરઠયા પૈસાનહિ આપુ હું;કોને ઘેર અથડાયા આજ. ફરીઆવ્ય બ્રાહ્મણ. ભઇ કાજ, વમ કહે આપે જાણુશો;આપે અંતરમાં આણુશો, વેપારી જે વહાણજ તણા,કરયા ડેરા ગાંહરે ઘણા,બેચારેક વાણોતર સાથ, દવાત ચોવડીઓ હાથ; ભાનુચંદશા આવ્યા ઘેર, શી થઇ પરાક્રમ પેર, આત્રેઆપ જેવા ઘરમાંહ,ભાનુચંદ એક દિઠો ત્યાંહ; લેઇ લઠો ઘરનો ઉઠીયો;વહાણવાળે નાશી છુટીયો. અચરત આલ્યું આધે ગામ. મલ્યા લોક જોવા તે ઠામ, કરે ગામ; હીમાયત ઘણી. વહાણવટી કહે આ છે ધણી.

દોહરા—ઘેર રહયો જે ઘરધણી, તે કહે મારિ નાર; ગળે વહાણવાળો પડે તેનો શો વહેવાર. વહાણવટ કહે હું ગયો, માગી શીખ ઘેર આંક, ઘરવાળોજ ગળે પડે, ઘેર વીધાતા વાંક. ગયા રાવળે રાઢથી. બેઠાભોજ પ્રધાન. મહાજડ આખા ગામનું મહીપત દીધાં માન. સાથે નાત સમસ્ત છે, કેવી પુરે શાખ;ગળેપડુ આવ્યોગામથી ભુપત આગળ ભાખ, નારને પુછ્યું નેહથી, પડદો મનનો ખોલ;કિયો તમારો ઘરધણી. નિશ્ચે સાચું બોલ; નારી કહે નર માહરો; ઓળખુ આપેઆપ વળગ્યાંછોકરાં તેહને, એહ પીતા એતો બાપ, નારી કહે નર માહરે, ઘડી ગયો મહાજન કહે સહુ મેળ. ફરીયાદ ફરીયાદ સહુ. ભુપત આગળ ભેળ, વહાણવટી કહે રાય સુણ, વરસ થયા છે બાર, સંગ આવ્યો છે અમ તણે; ઘેર મેલી ઘરનાર, એને ઘેર નારી થકી, લેઇ ગયો છે વહાણ; ગરવે કમાઇ ઘર ભણિ, હંકારયો તે વહાણ, આરા તુરકેએક ની. એ મોટા અન્યાય; એ વાણોતર માહરો, એ એની કન્યાય. રાય કહે પ્રધાનને

શી ગત એની પેર; એકને તો દો સુળીએ, એક રાખે ઘેર, પ્રધાન કહે સુણુ પુર પતી, ઘરવાળો મુજ નાત,બાર વરસ થયા નીતે, પ્રણામ કરે પ્રભાત. પરદેશ પલક ગયો નહી નિશ્ચે માનો રાય; અધીક પ્રકારે ઓળખ્યુ, સગો અમારો થાય,એણે ફંદ ખોટો રચ્યો કરયું કાંઇક પ્રાક્રમ પેર, ચોટક ચિતવી ગળે પડે, આવ્યો છે એ ઘેર. રાજા કહે દો સુળીયે,લુટી લો ઘરમાલ, ફરિ કોઇ ગળે પડે નહિ; કરો તેહ હવાલ, માલ કબજ સરવે કરયો, રિધ રાખી ઘેર રાજ;મારા સામે મોકલ્યો,સુળી દેવાકાજ. ગરદન મારે ગાંદરે, જેપર રાજા કોપ,ત્યાં એક ટીંબે બેસતા, ઘણા મળીને ગોપ.એક તેમાં અધીપતિ થયો, બીજા શેવક હોય; પાંચ સહસ્ર પુરા મળે, કળી ન શકે કોય; કૌતક કાને સાંભલ્યું પછી લીધો પાર, રાખ્યો મારતો વાણિયો ટીંબા ઠાર, દસદિસ ધાયા હરખતા, બીજે ઝાલ્યે બાંહ. આગળ આણી ઉભો કરયો ગોપરાય છે જ્યાંહ,એક આકાર એક ચેષ્ટા, એક ચેન એક રૂપ;એકસાદ એક શાણપણ ભરમમા પડીયો ભુપ, પછી જેયું પટંતરે, એક વચન એક વાણ, ગુણ જેયો ગોવાળીયે,એક તો ખોટી ખાણ, એક એ માંહે માંનવી,એક એહમાં ભુત, એક તો એને ઘરધણી. એક ધુતારો ધુત, ખલક જેવાને ઉલટી નરનારી જુગ જેડ;ઘણો ડાહ્યો ગોવાળીયો. કહિને મો ચમકોડ, હુસ્સાખી દુનીયાં સહુ, તેડાવે એકાંત; સોંપી સાતા તેહને, જે ભાંખે મારી ભ્રાંત, કહ્યું મારૂ માને નહિ, વાણી ન વળે વરત;સહજ મારગ દેઉં સુળીયે,તન તેડાવ્યુ તરત. કાચો કીધો કરવડો. મુખ આગળ મેલ્યો એહ; ઉપર પેસે અંદર નીસરે. કન્યા પરણુશે તેહ. બળ રાખેએ બુદ્ધથી, પામે જે દો પ્યાર; બીજો બેસે સુળીયે, તેનું ઘરને ન્યાર. બેસાડ સુળીએ આ ઘડી; વિપરીત હોય જેમ વાત; ઉપર બેસે આવ નીસરે,એનો મહા ઉત્પાત, ભુત કહે ભલું કરયું, તે મેં લીધું શીશ તેંતો કહેછે એક ઘરા.કહ્યું વાર દસવિસ, આળસ મરડી ઉઠીયો,પેસે કરવડેજેમ; આવી ચોટલો ઝાલીયો, તે વેળા તે તેમ.પાંચ પટકયા ડોરડા, ભાવે કહ્યુ ભુત; છેતરીને છળ પાડવ;થઇ આવ્યો છુ રૂપ,આવ અંતકર તું તજે,કહિ સમાવ્યો શોક; નરનારી સહુ સામના, લક્ષણ લખ્યુ સૌ લોક. ખાંતિ મુખમાં ખાસડું, ફેરવ્યો બાપે ગામ; રાય પ્રધાન રીઝયા સહુ, કઉતક ઠામે ઠામ.

ચોપાઇ–કહે ગોપાળ સુણો સહુ લોક, તેને આળ ચઢાવો ફોક; જશ અપજશ કાયાને ચડયું,નથી કલંક અમારે ચડયું, જડ કાયામાં ચઇતન જીવ, વાયુરૂપ દેખે સહુ દૈવ;ભુતપણ વાયુરૂપે થયો,ભાનુંચ દ ભાવે થઇ રહ્યો. એમાં પુન્ય નહી કોઇ પાપ,તેવી વેદ પુરાણે છાપ,એમ ઇશ્વરે આપ્યું ધન. તેમ એ ભાનુ પામ્યો તન. સઙ્જના તમને સાચુ થયું સુકયું ભુત નાઠુ તે ગયું; બુધવત કરશો તે ઓપ, ન કરયો રાશે તે વાતે કોપ.રાય પ્રધાને વિચારયું ઘણું, ડહાપણ બધું છે ટીંબા તણું;ખોદાવિ સુખી રાજન, નિકળ્યું એક અધીપતી આસન. ચાર ગજ સોસડ સુતળી, બત્રીસ

લક્ષણ બત્રીસ પુતળી; જડરૂપ પણ ચેતન જાણ, પ્રાક્રમ જેના પંથ પ્રમાણ. એવું સિંહાસન શુભસાર,લાવ્યો ભોજ ન લાગી વાર; સભા મધે તે સ્થાપન કરયું,દેખતાં માહે કઇક ઠરયું. સમુહુર્ત લીધું રાજન. કરયું બેસવા મહિપત મન; પુંજીને બ્રહ્મણુ ક્રીધ,આજ્ઞા ઇષ્ટ ગુરૂની લીધ, તે આશન બેસે જાહરે. બોલી અમનાશના તાહરે;રખે રાયજી પાગજ ધરો,સ્પર્શ સિંહાસન નવ કરો. કોટીવાર કહું છું કથી, સુખ આશન બેઠેથી નથી;પુન્ય પરમારથથી થાય,બેસે આસન વિક્રમરાય; બીજો બેસે ડાહયો થઇ આપ.વાધે રોગને થાય ઉત્પાત;ભોજ ભુપે જોડયા બે હાથ. બોલ્યો અધનાશને સાથ.તેણે કેવા પ્રાક્રમ કરયાં,સંકટ લોકોનાં કેમ હરયાં;તે મહીમા સંભળાવો મુને, પ્રણમી પાગ નામું હું તુને.

દોહરા—અઘનાસા એમ ઉચરી,ભુપતિ સાંભળ આજ; કરયા કામ જે કોટીધા; કહુ સંક્ષેપે આજ. ઉજેણિ અતી નીરમળું, તીરથ ભુમી તરંગ; મહાકાળ જોતીલંગ મહા જતી. શુભ શોભા સઘળી સંગ શુભ ક્ષીપ્રા ગંગાસમીપ, ;પવિત્ર જળ પાવન; રાજ કરે વિક્રમ વડો, ;મહાસત્યવાદી મન. વશિષ્ટ સરખા વિર સહુ,વેદ વચન વિસ્તાર,અગ્નિ હોય અવશાત અતી, સોભા અપરંપાર વણીક સઘળા સરવડા વેતાળ સરખા ભાટ; શોભા ઇંદ્રના સરખી નહિ કોને ઉચાટ, અરજુન સરખા સંગ્રામ કામેસુર, રાજા રામ સરીખડો નારાયણું નુર, નારી ત્યાં નીરમળ સહુ પતીવ્રતા ધન ધરમ, સુચ સપત સુખી સહુ;આચરે નહિ અધરમ. પ્રિત થકી કહયું પુતળી, કહુ તેના કુળકામ, નવખંડને દશ દિશા, પરદુખભંજન નામ. મુક્તિક્ષેત્ર મહિમા ઘણો; કાશીપુર ગુણ ગામ; સાક્ષાતકામ તે મુક્તિપુર આપે ઇશ્વરનો ઠામ, મણી રાજા મોટા ભુપત, સકળ કળા ગુણ જાણ,કાશી માહે તે તો રહે, દેશ મધે નહી દાણુ, મહારૂદ્ર ત્યાં સ્વરગવાશી વઇકુંઠના; તેને એમ ઇચ્છા આશ, એકવાર મ્રત્યુ લોકમાં,કરીએ કાસીવાસ.એવુ જાણીને રહ્યા, તપ કારણ છે દિન; આધ નીરંજન અધીપતી અઘ નિવારણ ઇશ, વારૂ દીવસ વહી ગયા, પારવતી મન પ્રિત; નાવ્યા શીવ કઇલાસમાં, એતે. કયાંની રીત. રંભા રૂપ ધરયું સ્વયં, અતુલ્ય તેજ અપાર; નહાવા કારણ નીસરયાં, સકળ શ્રષ્ટનું સાર. મરદન ક્રીધુ માનવી પહેરયાં વસ્ત્ર વિવેક,ગુણવંતી મા ત્યાં ગયાં,આધ પુરૂષ ત્યાં એક. જંત્ર વાહયો જુગતે કરી, તેજ ઘણું તે તાન; ભોળોનાથ ભુપત ભલો મુકયું મનથી માન, કપુર ગઉરગામી થયા નરચદ્રવ્ય ત્યાં હોય;મહામાયાની જાળમાં કળી ન શકે કોય.શીવ સંકોચ પામ્યો ઘણું, માનની દેખી મન; જળ ઠામે નહાતા હતા. ત્યાં મેલ્યો તે તન, રામા રૂપ પ્રગટાવીયું, ઓળખી ઊમીઆ આપ; ભોળાનાથ રીઝયા ઘણું, તરત શમાવ્યો તાપ. વિમાન બેઠા વીશ્વપતી, પ્રીતે પારવતી પાસ; આકાશ મારગે ઊતરમાં ગયા ગીરી કઇલાસ.

ચોપાઇ—મુકયું વીરજ નળામાં મન, તેજવંત થયો એક તન; અવતરયો અીકે કો ઈંદ્ર શહસ્ર ઘણો કો જાણે ચંદ્ર; જાણે સાચો ઉગ્યો સુર, પુરણતેજ તણો તે પુર; પાવે પોંચ્યા રીઝે રમે, ગુણવંતા નાભામાં ભમે. શીવદત એક બ્રાહ્મણ છે સુખી, નાત ચોરાશી માંહે મુખી; નીત્યે નેહથી ગંગા નહાય. વિશ્વનાથની પુજા થાય. સઘળી સમૃદ્ધિ તેને ઘેર. પુરણ શાસ્ત્ર સહુ પરઠે પેર; ઘણુ લક્ષ્મી શોભે ઘરસુત્ર, પેટ નહી એક તેને પુત્ર મોટી માથે હુતિ ખોડ, શીવ આમળ કહોતો કરજોડ; વિશ્વનાથને આવ્યું મન, તે વિશે દીઠા ત્યાં તન, ધન ધન તું મોટા મારાજ, તુજ વીણ કોણ કરે આ કાજ; વસ્યું તે માહરૂ ઘરસુત્ર પેટ કહી એક તેને પુત્ર, લલા નારી મનોહર મતિ, સિદ્ધ શીરોમણ તે પણ સતી, તેને જઇને સોંપ્યો તન, માનતીનું રીઝ્યુ છે મન, મારા ભાગ્ય તણો નહી પાર, કરૂણાનિધીયે દીધો કુમાર; ઓછ્વ કીધો સુત કારણે, તરિઆ તોરણ બાંધ્યા બારણે, હેત હરખ ભામની, ભાવિયું દુધ તો નારીને આવીયું; વાધે જોબન તરૂણિ તણું, વધે પુત્ર એમ દિન દિનઘણું વરસ પાંચ થયા જ્યાહરે, મુકયો નિશાળે ત્યાહરે, હરખે દેખી બાધુ ગામ, માધવાનળ પાડયું સુભ નામ. આંક હિસાબ નામાં ગુણ લેખ. વિદ્યા ભાણુયો વિવિધ વિવેક. વરષ એકાદશ જ્યાહરે હોય, કળા અહોતેરી ત્યારે જોય. દોહરા—માધવમાં મહીમા ઘણો લાડકવાયા લોલ; વપુ વિશે વળગી રહી, કળા સંપુરણ સોળ.

ચોપાઇ—માધવ વેલા ગ્રાસે હાથ, સકળ ગુણ શોભાવે સાથ; ધરે પાગ માધવજે કામ, ગુણ સાગરકેરો ગુણ ગામ. દોહરો—એક સાથે ઈંદ્રિઘેર; અપ્સરો અપરમપાર. નરત્ય કરે નારી મળી, શોભા સકળસાર; સકળ સંચ શોભા બની, બની ભામનિ બહુ ભાર. ચુકી ગઇ તે ચિંતનિ, સુખ ન પામી લગાર. એવે અચરત નિપન્યું, આવી મળીયું પાપ; પાષણ થઇને તે પડયો, માધવ દીધો શ્રાપ. કરજોડી ઉભી રહી, વડો પડયો મુજ વાંક, ક્ષમા શ્રાપ મારો કરો, હુંતો રાવળી રાંક. મધવા કહે મહીપત પડે, પાષાણ થઇને પ્રીત; વિપ્રજ વરશે તુજને રમતાં રમતાં રીત. સ્વરગ સુખે સધારજો, શહેજે આવે શરણ, પાષાણ પુતળી થઈ પડી. કામની વાત તું સુણ ભર ચોકજ ચઉટા વિશે, પડી પુતળી પાસ, દેખેલોક સઉ દેશના વિશે વશે જ્યાં વાસ; રમતા સઉ નીશાળીયા હેતે માધવ હાથ; તુજ સરીખી આ પુતળી, રાજ પરણાવો સાથ. માધવ સાથે પુતળી પરણાવિ બહુપેર; મારગમાં મુકી ગયા, ઘણાહેતથા ઘેર.

ચોપાઇ—પડે રાત જામતે જ્યાહરે, સેજે પધારે તે ત્યાહરે; ઘડી ચાર આનંદજ થાય, આપે ઈંદ્ર લોકમાં જાય, કરે નરત્ય ત્યાં નહિ નેહ, દહાડે પાષણ પુતળી દેહ; માધવ કહે છે સાંભળ નાર; નીત્યે રાતે જાએ કોણ ઠાર, બ્રહ્મહત્યાદિક તુજને પાપ સાચુ વચન કેહે નહી આપ; ત્યારે તે બોલી કામની, જાઉ જરૂર નિત્યે જામની. સભા ઈંદ્રતણિ છે જ્યાંય, કરૂ નાચ મનથી તે માંય; વિગત વાત પોતાની હતી, સ્વામી

